વિના પૂછયે સંધું પ્રગટ ,અહતાં એક ક્ષણમાં :
ઝમેલા આંસુના ઢગથકી હતું અંગ ચીકણું;
પહેરેલાં વસ્ત્રો બરછટ અને ચાદર ભીની

ગુમાની તું કે હું ?
પૂછું આ મોઢે શું ?

પ્રિયે ! તારી વીતી ક્યમ કરી હશે આખી રજની ?
અરે, આ જીવ્યાની અગણ બધી રાતો પણ હશે
વીતી તારી કેવી ?

ત્રૂટે ગાત્રો, હૈયું સુસકતું ઊંડા સાસ ભરતું;
નિચોવી આખુયે જીવતર ઝર્યું એક ડુસકું.

૪-૧૧-૪૦



# નહિ મળેલા સંગી સાથે*....

આકાશભર્યાં તારલામાં આ મારો તારો કોઇ ?
આભાસભર્યાં આભલામાંહે મારો આધારો ક્યાંય ?
પૃથ્વી ભર્યાં પ્રાણુમોઝારે મારું માણસ કોઇ ?

હૈયું ઘડી હારવાનું ના ?
આંખડી ભરી રાચવાનું ના ?

સભર ભરી સૃષ્ટિવચ્ચે શૂન્ય જીવન લેઇ
'નહીં મળેલા' સંગી સાથે નાચવું થેઇ થેઇ !!

૮–૫–૩૫



* સરખાવો ટાગોરની એક નીચેની પંક્તિ, બાકીનું સંપૂર્ણ સ્વતંત્ર છે.

আকাশভরা তারার মাঝে আমার তারা কই ?
ঐ হবে কি ওই ?

## : પ્રેમ–કહાણી :

૧

ખીલ્યું નો'તું ફૂલ
કર્યું નો'તું મૂલ
ત્યારે હતી તું મઝાની
ઓરે! ઓરે! ઓ અજાણી!
આજે ખીલ્યું ફૂલ
થયું તારું મૂલ
બની ત્યારે તું ગુમાની
ઓરે! ઓરે! રૂપરાણી!

૨

હતી કૂંળી કળી
વાયુ લ્હેરે લળી
મ્હેકી ઊઠી'તી રસાળી
જાણે ભારોભાર ઉજાણી
ગંધભારે ભરી
વાયુશિરે ચડી
પૃથ્વીખોળે પડી
હાય! બની તું ધુળાળી
કોએ તને ના પિછાણી!

૩

આછી પીંછી થકી
અરુણે રંગી'તી
ખિલાવી'તી દેહ રૂપાળી;

તેજપુંજ છબી
બપ્પોરા રવિ
બાળી ગયો દેહ સુંવાળી
હાય! કેવી પ્રેમ-કહાણી!

૧૯૩૪



## સાર્થક કર....

સાર્થક કર હે, પ્રિય મમ! સાર્થક કર હે
જીવન મમ સાર્થક કર હે!
તવ વિયોગની બિરથા
ક્ષણક્ષણની વિહ્વલતા
સાર્થક કર હે..............
પ્રિય મમ! સાર્થક કર હે!
સાર્થક કર હે! જીવન મમ સાર્થક કર હે!
મમ ઉન્નત જીવન-ધ્યેય-પથે
તવ સાથ સહાય સદાય પ્રિયે!
છો દુશ્મન આડ કરે
લખ કંટક પંથ ભરે
ને અંગ અંગથી રંગ લાલ મર મારગને ભીંજવે
દિલ હિંમત તોય બઢે
તવ સાન્નિધ્યે, સુપ્રિયે!
સાર્થક કર હે! પ્રિય મમ! સાર્થક કર હે!
જીવન મમ સાર્થક કર હે!
તવ સાથ વિના, સુપ્રિયે!
આ ક્રૂર વિયોગ-દિને
રે પંથ દૂર ને ચઢાણ ઊંચો-એકલ એકલ રે!
ચઢવા બલ વીર્ય તું દે
મમ ધૈર્ય તું દે
દિલને પ્રિય! હિંમત દે.

સાર્થક કર હે! જીવન મમ સાર્થક કર હે!
પ્રિય! હિંમત દે
દિલને અશી હિંમત દે
કુહે- "આપણુ એકજ પંથ તણા
ઉન્નત જીવન-સંઘ તણા
યાત્રી છીએ—
સહયાત્રી છીએ;"

ન એ પ્યારી ખુશ્બો સારી જિંદગીને બહલાવે.
મમ અંતરની બિરથા
પલપલની વિહ્વલતા
ભુલવાતણી શકિત તું દે
નિજ ધ્યેય વિષે
અશી ભક્તિ તું દે...

સાર્થક કર હે! પ્રિય મમ! સાર્થક કર હે!
જીવન મમ સાર્થક કર હે!
રે! એકજ આપણુ પંથ પ્રિયે!
રે! એક માર્ગના માર્ગુ છીએ
અજાણુ છીએ;
હમણાં નહિ તો......
કરિ કાઇ ને કાઇ દિને
અમ પંથ પંથ મળશે
અમ સ્કંધ સ્કંધ અડશે
અમ હાથ તાળી ઝીલશે

—રે લાખ લાખ પ્રિય ! તવ મમ સરખાં વિયોગીઓ મળશે.
'હમણાં નહિ તો, પ્રિય ! કોક દિને
મળશે–મળશે'– બસ એટલું કહે.

સાર્થક કર હે ! જીવન મમ સાર્થક કર હે !
પ્રિય ! હિંમત દે
અમ ઉન્નત જીવન ધ્યેય પથે
ચઢવા લડવા બલ વીર્ય તું દે
બસ ધૈર્ય તું દે
દિલભક્તિ તું દે
આ ક્રૂર વિયોગ દિને
સંગાથ વિનાના આ તવ જીવને અખંડ શ્રદ્ધા દે.

૧૦–૯–૪૧



## : ગુજરી :

હું ને મારી પ્રિયતમા રે'તાં હતાં જ્યારે
અમદાવાદની પેલે પારે નદીને કિનારે
નવાંસવાં પરણ્યાં હતાં
પ્રેમતણાં પૂર વ્હેતાં
છલોછલ ઉભરાતાં
જાણે સાબરપાણી !

હર્ષભર્યાં હૈયાં ઉલે ઉન્માદે ભરે
નાચી ઉઠે આલિંગી રે' નીરવ રવે.
પ્રિયા ત્યારે કહેતી હતી:
'થાક મને લાગે અતિ
સારી જોઇ લાવો ગોતી
બાઇ કોઇ શાણી !'
મેં કહ્યું: 'તારે કાજે સદા હું પિયાસી,
એક કહેતાં આઠ લાવું જોઇએ એવી દાસી.'

બીજે દિને શુક્રવારે
ગુજરીમાં ગયો'તો હું જ્યારે
ખરીદવાને ઘરનો સામાન,
ગૃહિણીએ કહ્યું હતું : 'વ્હાલા !
લઇ આવો એકએ રહા–દાન.'

ફરતો'તો દુકાને દુકાને
હાટે હાટે નાના સ્થાને
ગુજરી પોકાન્તી'તી જાણે—
લેવુ હોય તે લઇ લો આ ટાણે
પછી શોધ્યુ જડશે ના સ્થાન.

બજાર આખે ફરી વળ્યો
મન ગમતો માલ ન મળ્યો
બફારાથી બળ્યો ઝળ્યો
ગૃહપ્રતિ કરુ પ્રસ્થાન
ત્યા તો કાને અથડાયુ—
"ગોરી ધીરે ચલો
ગોરી ધીરે ચલો
ગોરી ધીરે 'નુ ગાન!

હોટેલ હતી ભરી ભરી
હિદુ-મુસ્લિમ-બિરાદરી
ગાતી હતી ભિખારિણી
સભા બધી બની ગુલતાન
સાભળવાને ખચાયો ત્યા
ભાન રહ્યુ ના, છુ હુ ક્યાનો ક્યા!
ઘસડાયો પૂરમા અજાણતા
બોલ્યો હું યે સૌની સગ—
'[ લજાન!'

## : ગુજરી :

હું ને મારી પ્રિયતમા રે'તાં હતાં જ્યારે
અમદાવાદની પેલે પારે નદીને કિનારે
નવાંસવાં પરણ્યાં હતાં
પ્રેમતણા પૂર વ્હેતાં
છલોછલ ઉભરાતાં
જાણે સાખરપાણી !

હર્ખભર્યાં હૈયાં ઉલે ઉન્માદે ભરે
નાચી ઉઠે આલિંગી કે' નીરવ રવે.
પ્રિયા ત્યારે કહેતી હતીઃ
'થાક મને લાગે અતિ
સારી જોઇ લાવો ગોતી
ખાઇ કોઇ શાણી !'
મેં કહ્યું: 'તારે કાજે સદા હું પિયાસી,
એક કહેતાં આઠ લાવું જોઇએ એવી દાસી.'

બીજે દિને શુક્રવારે
ગુજરીમાં ગયો'તો હું જ્યારે
ખરીદવાને ઘરનો સામાન,
ગૃહિણીએ કહ્યું હતું. 'વ્હાલા !
લઇ આવો એકબે ચ્હા-દાન.'

ફરતો'તો દુકાને દુકાને
હાટે હાટે નાના સ્થાને
ગુજરી પોકારતી'તી જાણે—
લેવું હોય તે લઇ લો આ ટાણે
પછી શોધ્યું જડશે ના સ્થાન.

બજાર આખે ફરી વળ્યો
મન ગમતો માલ ન મળ્યો
બફારાથી બળ્યો ઝળ્યો
ગૃહપ્રતિ કરું પ્રસ્થાન.
ત્યાં તો કાને અથડાયું—
"ગોરી ધીરે ચલો
ગોરી ધીરે ચલો
ગોરી ધીરે..."નું ગાન!

હોટેલ હતી ભરી ભરી
હિંદુ–મુસ્લિમ–બિરાદરી
ગાતી હતી ભિખારિણી
સભા બધી બની ગુલતાન.
સાંભળવાને ખેંચાયો ત્યાં
ભાન રહ્યું ના, છું હું ક્યાનો ક્યાં!
ઘસડાયો પ્રેમમાં અજાણતાં
બોલ્યો હું યે સૌની સંગે—
'દિલજાન!'

સારી ન્હોતી બાઇ શું આ ?
—ન્હોતી સાચે શાણી ?
રૂપેરંગે કંઠે ન્હોતી સહુએ વખાણી ?

પૂછ્યું એને બી'કે બી'કે—
આવશે મારે ઘેરે શું કે
ભિખારિણી દાસીરૂપે
કરવાને વાસીદાંપાણી ?

એકીટસે સ્તબ્ધ થઈ
આંખોમાં શું જોઇ રહી !
ખડખડાટ હસી ગઇ
ભિખારિણી—હાય રે ગુમાની !

ચિડાયેલો ઘેરે આવ્યો
બારણે જ્યાં આગળો લાવ્યો
કોણે ત્યા તો ધક્કો માર્યો
બોલ્યું કોઇ: 'એ તો હું ગુજરી
આવી છું રે, ઉઘાડો તો જરી.'
પૂછું કાંઇ એની પ્હેલાં
બારણે ડોકાયાં નેણાં
પ્રિયા કેરાં ભારે ઘેલાં
— હાય મરું ! મરું !
અને ગુજરી

રૂપ કેવું રૂડું રૂડું ?
કંઠ કહે ઊંડું ઊંડું
કશી વાતે ન્હોતું ઉણું—
ન્હોતી શું એ 'ગોરી' ખાનદાન ?

ગાન તાન પૂરું થયું
સૌ કોઇ ખૂશ થયું
પાઇ પૈસો દઇ રહ્યું
મને કશું સૂઝયું ના. નાદાન !

ભિખારિણી પાસે આવી
બોલી મીઠું ચાવી ચાવી—
'શેઠ ! તમે ભાયગશાળી
કરો ના કંઈ દાન ?

ખિસ્સામાં મેં હાથ નાખ્યો
પાકિટમાંથી પૈસો કાઢયો
જીવ માગે પાછો ભાગ્યો—
હાય રે કદરદાન !

વાત મને યાદ થતી
ગૃહિણીએ કહી હતી—
'સારી જોઇ લાવો ગોતી
બાઇ કોઇ શાણી.'

સારી ન્હોતી બાઇ શું આ ?
—ન્હોતી સાચે રાણી ?
રૂપેરંગે કંઠે ન્હોતી સહુએ વખાણી ?

પૂછ્યું એને ઓ'કે બી'કે—
આવશે મારે ઘેરે શું કે
ભિખારિણી દાસીરૂપે
કરવાને વાસીદાંપાણી ?

એકીટસે સ્તબ્ધ થઈ
આંખોમાં શું જોઇ રહી !
ખડખડાટ હસી ગઇ
ભિખારિણી—હાય રે ગુમાની !

ચિડાયેલો ઘેરે આવ્યો
બારણે જ્યાં આગળો લાવ્યો
કોણે ત્યા તો ધક્કો માર્યો
બોલ્યું કોઇ: 'એ તો હું ગુજરી
આવી છું રે, ઉઘાડો તો જરી.'
પૂછું કાંઇ એની પ્હેલાં
બારણે રોકાયાં નેણાં
પ્રિયા કેરાં ભારે ઘેલાં
— હાય મરું ! મરું !
અને ગભરી

બોલી ઊઠી ક્રોધ કરી :
'કોને લાવ્યા ? જાણું તો ખરી !'

નમ્ર સ્વરે કહ્યું મેં કે—
'તારે કાજે દાસી છે એ,
સારી જોઇ લાવ્યો છું ને ?'

હાય ! ત્યાં તો થયો ઉલ્કાપાત
ભીષણ ઉત્પાત !
જોયું મારી આંખોમાં સાક્ષાત
પ્રિયાએ મારી જોયું કંઇ અગાધ !
તૂટી પડી બારણામાં ધગધગીપે અવાક્ !

૧૯૩૫



## : આંબાને આવ્યો'તો મ્હોર :

આંબાને આવ્યો'તો મ્હોર
 હાં રે બ્હેની ! આંબાને આવ્યો'તો મ્હોર.

* સાબુમને તીર વીર ગામાનો માંડવો
 રમતા'તા ભાઈબ્હેન હોંશ.

આંબાની ડાળ એક ડોકંતી આભમાં
 હિંચતો હીંચકે હિલ્લોલ
 હાંરે વીર ઝૂલે—કળાયેલ મોર !

નીચેરી ડાળ બ્હેની બેસી ટહૂકતી
 કાલુડા ઘેલુડા બોલ
 હા રે બ્હેની કૂજે—કોયલડી કિલ્લોલ

કૂંળી કૂંપળ દંત કળીઓ શી ફૂટતી
 હાસતી નયના ચકોર
 હાં રે હસે વાસંતીદેવી કિશોર !

નાજુકડી ડાળ અંગ ઠમકે ઉછાળતી
 નર્તંતી નારીનો દોર
 હારે નાચ નાચે વાસંતી સુગૌર.

* મહીકાંઠા પ્રદેશની એક નદી

મીઠી મંજુલ મૃદુ મંજરીઓ મ્હેકતી
સોનેરી સાળુની કોર
હાં રે ઉડે મધુરાણી કેરો અંચોળ.

વીતી વસંત વીતી વર્ષાની વાદળી
વીતી શિશિર કઠોર
હાંરે બ્હેની–મૂર્છતી મૃત્યુની છોળ *

આજે અભાગી ભાઇ એકલ અટલડો
આવ્યો વસંત નઠોર
હાય! ઉગ્યો રાતુડો આંસુડો મ્હોર! *

૧૯૩૩



બ્હેન-ભાઇ વસંત અને વર્ષાનો આનંદ સાથે મ્હાણે છે. પણ ત્યાં તો શિશિર શરૂ થાય છે ને બ્હેનને ઉડાવી ચાલ્યો જાય છે. વળી પાછો ઋતુરાજ વંસત તો આવે છે પણ બ્હેનવિહોણા ભાઇને એ નઠોર લાગે છે. એના એ મ્હોરની લાલિમામાં તેને લોહિયાળાં આંસુના દર્શન થાય છે

## ભગિની–મિત્ર–સ્વજનને* ...

સદા પ્રજળતી ભડભડ બળતી ચિતાસમી તવ કાયા
વડલા જેવી ઝુકી વિસ્તરી અઢળક શીળી છાયા.
લોક પરાયાં ને પોતીકાં છત્તર આવી ભરાયાં
ભર બપ્પોરી જીવનકેરી લૂ ટાળી વિખરાયાં.
તેં ના પૂછ્યું કદી ય કો'ને—ક્યાંથી આવ્યાં, ક્યાંનાં !
ને ના કો'એ કદી નીરખ્યાં તરસ્યાં મૃળિયાં તારાં.
મહા પ્રખરતમ વહ્નિ ઝાળે રોજબરોજ ભુંગ્નઇ
આવ્યું તેને આપ્યું તેં તો માગ્યું ના રજ કાંઇ.

અપંગ તન તારું ઓ ભગિની ! અભંગ દિલની નારી !
કેટકેટલાં પગવાળાંની તું રહી દોરવનારી.
સૂતાં સૂતાં જ્ઞાનગંગથી ભરી લીધી તેં ઝારી
સૂતાં સૂતાં ઉલટ ભરી ઉર અદમ્ય ક્રાંતિકારી.
અપંગ દેહે નક્કો દર્શનની રટ લાગી ન્યારી
'થાક ચઢ્યો' કે 'શ્વાસ ભર્યો' રે--વાત નહીં ઉર ધારી.
કાયાનું દુઃખ કાયા જાણે તારે કંઇ ન ખુવારી
આગે આગે બઢી રહી તું સાહસરત મતવારી !

* ૨૧. શાંતાબ્હેનને.. ...
વર્ષો સુધીનો 'હીપ–ટી–બી',—પથારીવશ અપંગતા, બાળવિધવા,
શૌકયની હયાતી, અક્ષરજ્ઞાન મૂળે સાધારણ.
તેમ છતા જીવન વિષેની અદ્દભુત સમજ, સમજ અને વર્તનનો
અસામાન્ય મેળ; અણુકપી સામાજિક હિંમત,
જીવવાની પારાવાર હોંશ છતાં મૃત્યુની રજમાત્ર ગભરામણ નહિ.

અપગ જીવન તારું ભગિની! સભગતા અતિ કારી.
સુહાગચૂડી શિશુવય પ્હેરી, નદાઇ નોધારી!
નોધારી તવ જિંદગી કપરી—અકથ્ય શોકથની દિક્ષા
તોય બ્હેન! તે મૂગી મૂગી ઢસડી જીવનભિક્ષા.

તે સૌ બંધન ક્રંદનવિના દીધા તોડી રીત ન્યારી
—નહી પછાડા નહી ધુમાડા પ્રશાંત ક્રાંતિકારી!
સદા ઉઝરડા સહ્યા હસીને 'આહ' નહી ઉચ્ચારી
સૃષ્ટિ જાણે પ્રયોગશાળા—નંદનવનની ક્યારી!
જીવનકેરી કલા કરી તે હસ્તગત ઉજિયારી
દુખના હાથી નાથી વટભર સુખની કીધ સવારી

મૃત્યુ સાથે ગમત રંગીને કીધી તે દોસ્તારી
સામે આવી હાથ મિલાવી અદ્ભુત તારી ખુમારી
એ ય બિચારું ધાઇ જઇને ઊભું હિંમત હારી
ને તે હસતા હસતા ઢોળ્યો અમૃત કળશ શતધારી *

શાંતમના ઓ તપસી! તારે ચરણ ઝુકાવું ગ્રીવા
અંધારા આ જીવનવનમાં પ્રકટાવ્યા તેં દીવા
આજે ઉગ્ને આરત જાગી અંતરના જલ પીવા
છુપાવી રાખ્યા દબાવી રાખ્યાં, દે વ્હાવી ઓ બ્હેના!
કૃપાર્થી તારા સ્વજન મિત્રને આપ ના સાંભરણાં.

૮ ૧૧-૪૦



* મિત્ર બનાવી દીધેલા મૃત્યુની અવશતા દૂર કરવા ખાતર જેમ જાણે તેં પોતે જ તારે હાથ તારો જીવનરૂપી અમૃતકળશ ઢોળી દીધો.

## કાવ્યપ્રિયાને —

સદાય ઉપવાસી જનમનો પિપાસુ પ્રિયે !
અખંડ ભટક્યો ભમ્યો પરમતૃપ્તિ-સંશોધને

હતા સુહૃદ, તાત, માત, ભગિની અને બાંધવા
હતી રસિકમૂર્તિ જીવનમયી કૃપાળ પ્રિયા.
ગયા પરમ સ્નેહ શાંતિ નવ કેમ આપી શક્યા

હતા સ્વજન તે ન્હા વિમુખ છેક માગ્યા વિના;
બધે જ મુખ ખોલવા, કર પસારવા યાચવા ?
સલામ બસ તો હવે સ્વજન એહવા શે હવા ?

ભલે નયન રક્ષ અષ્ટ પ્રહરો સજાગર્તિમાં
બળે ટગરગે પ્રગાઢ નભનીલ-શૂન્યત્વમાં
વિલીન વળી એ બને વિગત તેજ સ્ફુર્લિંગશા
પરંતુ ક્ષણ ના પુન પ્રણય ઉર્ણે ઊડવા.

અહો ! તદપિ શે મને ગગનગુંજે લૈ જઈ
ફરી અગમ ઉર્ણે હૃદય મુગ્ધ આકર્ષવા
બિછાવી દલપદ્મ સૌરભ પ્રસન્ન માંગલ્યના,
જગાવી કરુણ સ્વરે પ્રણયગીત ગાંધર્વના
ડુબ્યા સ્મરણના પુન શયિત તંતુ છેડવા,
ઊંડા હૃદયઘાવને-મરમને ફરી વીંધવા
મથે છ અરુણસ્મિતે ! નયન-સ્નિગ્ધ કાવ્યપ્રિયા ?

કહે, અમર તૃપ્તિ તું દઈ શકીશ માગ્યા વિના ?
અખંડ ઉપવાસના દઈ શકીશ તું પારણાં ?

૧૯૨૪

☆

## : કાવ્યપ્રભવ ચખ :

કવિને પ્રશ્ન —

કવિ ! આ શું સૃજ્યું—નિત નિત પ્રિયા ને પ્રિયતમા !
અસ્યા ! તારે કેવો પ્રણય ?
નથી કો નારીના નયનશર તીક્ષ્ણે ઉર વિંધ્યા
નથી કો ગૌરીના અધર ગુલ તારે મુખ અડ્યા
નથી જે ગંગાના તરલ જલમાં ન્હાવણું કર્યાં
નથી જે વાડીનાં મધુર ફલ તે ચર્વણ કર્યાં
કથા તેની ગાવી વિણ અનુભવી દંભકથની !
કવિ ! શાને મિથ્યા જગ ફસવવું ઉરુયનથી !

કવિનો જવાબ —

નથી મેં શું ભાળી નવપરીણિતા મુગ્ધ વધુને
પતિ-સ્પર્શે-જેમ ભયમકરિતા સ્પંદિતમને !
સદા મેં ભાળી, રે અનુભવી કદો કેક રજની
અહરે ઊભીને ટમટમકતું જ્યોતિ બની
અને પેલો ચ. મગદ ગગની મગ નમતો
હળીને ઢળીને ધવલ કર પંથે ય નમતો
ન શું મેં એ ભાળ્યો ! અનુભવ દીધા ના કુસુમને
કુંભરજ-રૂપે ભ્રમરને !
ફળે પેખું સ્નેહી રસ-પ્રણય સખ્યા દેતી લતા
ઉદાસી ઉન્માદી વિપનિમણી તવે ઉદ્ગીર બની.

ઉનાં આંસુ ઢાળે, ઉર લળી લળી સ્પર્શ-સુખનું
પીવે છેલ્લું ટીપું અધિર ચિત રોમાંચિત બની.
નહીં મેં શું એ સૌ દુખ અનુભવ્યું ? માણી બિરથા ?
સદાયે ક્રૌંચોના યુગલબિચ ઊભી તૃણરૂપે
ઝીલ્યાં આંસુ ખારાં અવનત શિરે કંપિત હદે

ગયો જ્યાં જ્યાં ત્યાં, ને નહિ કદી ગયો ત્યાંય ઉરની
ગઈ મારી કાવ્ય-પ્રભવ-ચખ ઉત્ક્રાંત નમણી.

ભલા ! કહેશો ના આ પરમ સતને દંભકથની

૨૮-૯-૩૯



## : વિદાયગીત :

'જાય છે વેળા, જાય છે વેળા—'
 જાઓ ભલે તો હોંશે હોંશે.
સંધ્યાનાં આ કિરણ સાથે
 જાઓ તમે યે દેશ વિદેશે.
 કાલે પાછાં આવજો વ્હેલાં ઉષાવેશે
 દેવું પાછું હારજો કોમલ સ્નિગ્ધકેશે.

જાય છે વેળા ! જાય છે વેળા !
 જાઓ ભલે તો હોંશે હોંશે.
સિંધુનાં આ મોજાં સાથે
 જાવ તમે યે સિંહલદ્વીપે.
 કાલે પાછાં આવજો ભરતી ટાણે
 દેવું લેઈ ભરજો ઉદયપાણે.

જાવ છો ચાલ્યાં ! જાવ છો ચાલ્યાં !
 જાઓ ભલે તો હોંશે હોંશે.
વાયુની આ લ્હરની સાથે
 જાવ તમે યે નાના ચારે.
 કાલે પાછાં આવજો નૂતનપ્રાણે
 દેવું મહેકાવજો તરલ તાને.

જાવ તમે યે ? જાવ ભલે સૌ
આંખને અંતરાલે.
જીવનની આ બપોરી વેળા
પામશે બધે હેલઢેલા
નૂતન પ્રભાત જાગશે જ્યારે
સંધ્યાકિરણ ક્યારેક ક્યારે
આભાસથકી આકાશ આખું
ભરશે હોહાકારે—

આવશો કેની થૈને ભેળાં
મારે જીવન આરે ?
* ઉતલ હૃદયદ્વારે ?
આવતાં ને હું આવકારીશ
હૈયું મારું પાથરી દેશ
જતાંને હું નહી રોકીશ
નહીં રોકીશ
આંસુની અશુભ ધારે.
હૈયું ભલે રડતું વારે વારે
હૃદય છાને ઝુરતુ અંતરાલે.

* મૂળ બંગાળી પ્રયોગ, ગુજરાતીમાં ઉતારવા જેવો.
અર્થ=અસ્વસ્થ, ચંચળ

જાય છે વેળા ? જાય છે વેળા !
  જાઓ ભલે સૌ હોંશે હોંશે.

સાંજસવારી દીપ પેટાવા
  આવજો પાછાં ક્યારેક ક્યારે.
જીવનની આ બપોરી વેળા
ધન્ય થશે આભાર-ભારે.

૭.૫ ૬૫



## ક્યારે?

નાજુકડી છીપ રંગરૂપે રઢિયાળી
દરિયે પડી દગ આંસુ ઢાળે;
  સૂરજની સેર હાય! ઊગી ને આથમી
  મારે પરગટવાં કહોને ક્યારે?

સુંવાળી દેહ સરવરિયે શેવાળની
બેઠી બેઠી બોરઆંસુ પાડે:
  વાયુની લ્હેર હાય! આવીને ઊતરી
  મારે હિલ્લોલવાં કહોને ક્યારે?

એકલ અંજાણ કોક જીવનની ઝંખના
ઊડે ઊડે ઘેનઘેરું રુવે:
  વીતી વસંત વીતી વર્ષાની વાદળી
  યૌવનની મંજરી ફોરે ક્યારે?

૧૨-૧૧-૩૪



## : વાંછના :

ચહું જલધિ ભવ્યનું ઉરઉછાળ મસ્તી ભર્યું
પદેપદ પ્રસન્ન–અંગ દિલખૂશ મોજું થવા.
ફળે ન મનીષા; અને
સુતપ્તતલ શુષ્ક ક્લિન્ન જલહીન ખાબોચિયું
થવું ય પડશે કદી! તદપિ ના મને કૈં તમા.
બની જલધિ ભવ્ય, શાંત મિત જીવવું સહ્ય ના!

ચહું અમિત વિશ્વને અતલ આભ આખું ભરી
વિશાળ ઉર પાથરી, પર ઢબૂરી પોઢાડવા.
ફળે ન પ્રતિવાંછના;
કદીક પરમાણું યે અતુલ લેટવું એકનું
પડે: ન પડવા મને પદતળે પડી લોપતાં.
વિરાટ થઈ જીવવું ફક્ત સ્વાર્થનું સહ્ય ના.

ચહું અમર જીવવું પ્રદ યૌવનોન્માદમાં.
છતાં જીરણ દેહને
કદી મરણ આવશે: ફિકર ના, મને રંજ ના
પરંતુ રસરંગહીણ ભયપૂર્ણ ઔદાસ્યમાં
અતેજ બની જીવવું અમરતું મને સહ્ય ના

થયો મનુજ, તો મને મનુજસિધ્ધિની વાંછના.

૧૨-૧૧-૩૧



## : ન વાંછજો કદી :

અમાસની અંતર વેદનાને
ઉકેલવા કો કરજો ન હામ
કુમારીની નિષ્ફલ કામનાને
ઉખેળવા કોઇ ન વાંછજો કદી

ઊંડે ભરી અગ્નિશિખા સમી વ્યથા
ભભૂકતી રપદતી સ્પર્શ માત્રથી
હૈયે ડુબી નિષ્ફલ પ્રેમગાથા
દાબી રહે, ડુબી રહે ભલે ઊંડે

હૈયા તણું દુઃખ વિદાગમાની
ના શંકિત છે માનવની દયાની,
સદ્ભાવના કે શુભવાસનાની.

વિશ્વે ભર્યાં હેક બુદ્બુદ દયાળગ
ને તો ય દુખી જ ગરી વસુધગ
દેવાંતણા ક્રંદનને ઉખેળવા
ન વાંછજે—કોઇ ન વાંછજે કદી

૧૦-૧-૪૮

☆

## : સ્મરજો સદા :

મનુજની ગત ત્રુટિ ક્ષતિ અને
પતન ડંખ પ્રમાદની વેદના,
નયનનીર લૂંછી અશ્રયા ઘૃણા
ફરી કદી સ્મરશો—સ્મરશો નહિ.

ગત દુખો, ગત જીવનવેદના
ભૂલી જજો જ, 'સલામ' કહી જજો.

ફકત જે દિન પ્રેમની તારિકા
ઉગી અને સ્મિત ચાર દગે કર્યાં.
સકળ સંકટ દુઃખ અને ભયો–
પ્રતિ સચેત બની ઉભયે ઝુઝયાં,
બસ ફરી ફરી એ દિન, એ ક્ષણ
જીવનની સ્મરજો—સ્મરજો સદા.

૧૭-૬-૩૮



એક રશિયન શાયરી ઉપરથી

## : આત્મદીપો ભવ :

તું તારા દિલનો દીવો થાને,
ઓ રે, ઓ રે, ઓ ભાયા !—તું તારા.

રખે કદી તું ઊછીનાં લેતો
પારકાં તેજ ને છાયા
એ રે ઊછીનાં ખૂટી જશે, ને
ઊડી જશે પડછાયા—તું તારા.

કોડિયું તારું કાચી માટીનું,
તેલ દિવેટ પુરાયાં,
નાનીશી સળી અડી ન અડી
પરગટશે રંગમાયા—તું તારા.

આભના સૂરજ ચંદ્ર ને તારા,
મોટા મોટા તેજ-રાયા:
આતમનો તારો દીવો પેટાવ!
તું વિણ સર્વ પરાયા—તું તારા.

૧૯૩૪

☆

## ધન્ય ..

ધન્ય ઓ જીવ! શીદને ઝુરે?
તુ તો અજરામર થઇ ફરે—
ભાગ્યવાનુ મંદિર મોઘું
વેઠ કરી સહુ ચણે,
તુ તો પોતિકુ જીવતર ધરે;
ધન્ય તુ સર્વ ત્યજે ગર્વે
—ભલે તુજ નામનિશાન ન રહે

મેડી ગોખ ઝરૂખા કાજે
ઉછીના એકઠા કરે
ઉછીના રત્ન એકઠા કરે,
તુ નિજ જીવન-કંકર ધરે
—ભલે તુજ કિંમત કો ન કરે

ઊંચી અગાસી સિંહાસનપે
વિરાજવા સહુ ચહે
તુ પાયાનો પત્થર બને,
—ભલે તુજ અંગ બધા ચગદે
ભલે તુજ વ્યથા ન કોઇ સુણે

માને નામે આપ-કીરતી
ચહુ દિશ ગાતા ફરે,
તું મૂક સંગીત-સ્વરે
માતની યજ્ઞવેદીપે મરે
—ભલે તુજ નામ ન કોઇ સ્મરે.

વિરલ વીર કો માતભક્તિમાં
જીવનધન પરહરે
તું બિન્દુ બિન્દુએ મરે;
ધન્ય તું અમર-મૃત્યુને વરે.

૧૨-૨-૩૪



## : દીપોત્સવી :

સહસ્રશત દીપકે
સુરેખપદ સ્વસ્તિકે
અમૂલ્ય હિરલા અને રતન ભૂષણે
ગુલાબ, મધુ કેવડે, વિવિધ રંગ રંગોળીએ
મલિન મુખ શ્યામણું કુબડી કાય ઊજળીને
સજી, બની ઠની
ભયંકર અમાંસરાત્રિ સુચિભેદ્ય આશ્વિનની
ભમાવી જગ ઘૂમણે
ડુબાવી વમળે ઊંડે
સુદૂર અતિગૂઢ મૃત્યુમુખ હાય ! એંચી જતી.
પડેલા ભૂલાવે
જનોને ઝૂલાવે
મહા મધુર ઘેનમાં બિરદશુભ્ર દીપાવલી.

વિરાટ મનુજીવને વહી ગઇ ઘણીયે સદી;
સદા જનમ ગોત્રપે જીવનશુદ્ધિ પંકાયલી,
અને નગદ દોલતે કિરતી કેરી તુલના થઇ
જહીં–સ્થગિત આત્મ ને હૃદયજ્યોત ઝાંખી પડી,
ઘમંડ ચતુરાઇ ને શરમહીણ શૃંગારની

બિભત્સ પ્રતિમા ઘડી, અતિભયંકરી નાગિની–
સમી પ્રલયવાહિની
સુઅચ્છ ભપકા ભરી સુભગ સ્વાંગ અંગે ધરી
ઘૂમે જગ ભમાવતી નયન અંજને આંજતી
—અનલ ઉગ્ર સ્વાર્થપ્રતિ;
(પ્રચંડ નરમેધમાં જગ સમસ્તની આહુતિ!)
પડેલા ભુલાવે
જનોને ઝુલાવે
મહા મધુર ઘેનમાં બિરદ શુભ્ર આ સંસ્કૃતિ!

કુટી કપટજાળ આ હૃદયસદસ્ર વર્ચોતણી
થઇ પ્રકટ, ભાર ભૂમિ કયમ રીત સ્હેશે હવાં!
* વિરાટ! ભૂતનો ઉનાર જ્યમ હોય મરચાં ધુણી,
વિના લગીર યે દયા, ધખધખાવ એવી ધૂણી
અજે રગન લાંય, અંગ ફૂગ થાય, સંવેદના
વધે; શિર અનેકનાં જ્યમ કડાક ફટ ફટ ફૂટે
ફૂટે તેહવાં.
અરે સજ્જનદાર તુ; કરીશ આમ સંહારશે!
મરે તવ કૃપાળુ હસ્ત મહીં ક્રૂર આઘાત તે!

વિરાટ ! તવ હસ્તપે,
પ્રફુલ્લદલ પદ્મપે,
તુષારજલ બિન્દુડે જગત બાપડું પોઢિયું;
અનંત તલ અબ્ધિમાં.
કૃપાળુ કરસ્પર્શથી
અખંડ ઉરસ્નેહથી
હસંત જનની ઝુલંત શિશુ પારણે નીંદરે
ઉઠાડી જ્યમ ગોદ લે—કહીં ન જાય સ્વપ્નાં ઉડી—
દબૂડી નવ વસ્ત્ર, અંજન નવે નવે સોહવે;
તું એ તેવી રીતે
દ્રવન્તી દષ્ટિએ
ભયંકર અમાસરાત્રિ સુચિભેદ્ય આશ્વિનની
ઉજાળ. નવનૂતના શુભ પ્રભાત શુક્લાર્ધમાં.
જુના વસન ભૂષણો, છિછરી સર્વ કૃત્રિમતા
તજી ક્ષણિક સ્વાર્થ ક્ષુદ્ર, ભયની ભરી વાસના,
વિરાટ વગ ભોમમાં રમતુ સર્વદા ત્યાં મુદા;
પ્રદીપ ક્ષણભંગુરા નહિ પડે વૃથા બાળવા
—હસે પ્રકૃતિ સુપ્રભા વિશદ સત્ય ને સુંદરા.

૧૯૩૪
(ડિસેમ્બર ૧૯૩૪)

☆

## : આવાહન :

ઓરે ઓરે પ્રાણ !
ઓ રે મારા પ્રાણ !

ગાને એવું ગાન...ગાને એવું ગાન
બસુરા મારા બીનમાંહેથી જાગી ઉઠે આફ્રીન
અહો ! નવે સ્વર નવે તાન.

ઓરે ઓરે પ્રાણ !

ઓ રે મારા પ્રાણ !
ગાને એવું ગાન...

જાગી ઉઠે સૌ મારા જેવાં દુખિયા સુખિયાં બાન
જાણે—ઊગે પુરવમાં ભાણ !

ઓરે ઓરે પ્રાણ !

ઓ રે મારા પ્રાણ !
ગાને એવું ગાન...

ધખધખતી ધરતી માથે પીધું ઊઠે તોફાન
જાણે—અરમ અને શયતાન !

ઓરે ઓરે પ્રાણ!
    ઓ રે મારા પ્રાણ!
    ગાને એવું ગાન...
ભય ભરેલા ભુતાવળથી અભયનું આહ્વાન
    જાણે—ગાજી ઊઠે આસમાન!
ઓરે ઓરે પ્રાણ!

    ઓ રે મારા પ્રાણ!
    ગાને એવું ગાન...
ગુલામી કેરી નિંદર ઘેરી ભોમતણાં સંતાન
    જાણે—જાગી ઊઠે મહા પ્રાણ!

૨૨-૧૦-૪૨



રોજે, છતાં અનુભવું ન સ્વપ્ન રજેક.
—કે વ્યક્ત તો કરી શકું જ પછી કહીંથી?

આ આભલે અજાણ વાદળલીસોટા
થંભ્યો સહસ્ર વિખરિજન અંતરોના
સ્વરો ઝીલી હૃદય કંપ ભરંત ઊભી
વાણી મહીં ત્વરિત વ્યક્ત કરંત સંધું.

હું યે યદિ જીવનને ઝટકી જવા સૌ
આવર્તનો ધસડી દેઈ દૃઢ ઊભો થી
ને આસપાસ બીજાના જીવ આર્ત ઘેર્યાં
ઝીલી હયે
પોતાતણાં કરી લઈ લલકારી નાખું!

૨૪-૭-૪૦



## : અધૂરા મનોરથ :

અયિ ગિરા ! દેવી સરસ્વતી ઓ !
સંસારીની ઓ દિલબોજહારિણી !
તું સાંપડી માનવ આપડાને
અવ્યક્તની ભૂલભુલામણીમાં,
આ ભવ્ય ને ગૂઢ અનંત સૃષ્ટિમાં
સંસારીને તેં જ દીધો દિલાસો

સંસારીને તેં જ દીધો દિલાસો !
રે કિન્તુ તારેય કશોજ આશરો ?
આ ભવ્ય ને ગૂઢ અનંતતાની
કણી કણી સૌ પલટાઇ ચાલી
ક્ષણે ક્ષણે, 'આ રહ્યું' તું કહે ત્યાં
"નથી" બને ! "હા" નિજને નકારે
"અસ્તિત્વ" "નાસ્તિત્વ' મહીં જ સત્વર
પલટી જતું ને
વક્તવ્ય તારૂં અધૂરું રહી જતું !*

* વિરોધ-વિકાસના પરિવર્તનના નિયમ મુજબ કોઇ પણ વસ્તુ એક ક્ષણ પણ 'છે' એવી હોતી નથી. દરેક વસ્તુ સતત ગતિમાં રહે છે. 'હોવાપણું' એજ એનું લક્ષણ છે. 'હા' ને 'ના' બંને એક સાથે જ સંકળાયેલાં છે. પ્રત્યેક 'હા' પ્રત્યેક 'અસ્તિત્વ' પ્રત્યેક 'છે' પ્રત્યેક ક્ષણે પોતાનો જ નકાર કરી રહ્યાં હોય છે. કોઇ પણ વાણી કોઇ પણ ભાષા આ પલપલ પલટાતી સૃષ્ટિને વ્યક્ત નથી કરી શકતી. વ્યક્ત થતાં થતાંમાં તો તે પલટાઈ ગઇ હોય છે, વાણી-ભાષા વામણાં બની ઊભાં રહે છે.

સંસારીનાં જ્ઞાન વિચાર ભાવો
દૈયે ચ્યુતી સંભૂત ભાવનાઓ
રે, પ્રેમ ને પુણ્યની કામનાઓ
ક્ષણે ક્ષણે સૌ પલટાય !

દોડયો જતો જીવનનો મહારથ
ક્ષણે ય થંભે ન, અનંત પંથ !
એ ચક્રની વિદ્યુત શી ગતિને
એ વિશ્વની શાશ્વતી સંસ્રુતિને
થંભાવવા વાંછતી શબ્દ-ચાપડે
તારા ટુંકા અક્ષરના પગોવડે
—સસાની લાડિલી ઓ મૃણાલિની !
મથી મથી વ્યક્ત કરે જરી ત્યાં
અવ્યક્ત પેલો જ ઉડી ઉડી દૂરે
સહાન્તિના ભવ્ય વિમાન ફલકે
ધરે નવો દેહ, નવીન રંગ !

મોળી પડે તારી બધી કલાઓ
મોળી પડે અક્ષર-સાધનાઓ
—મિનાક્ષરીના અધૂરા મનોરથો

૮-૪-૪૬



## : ઊનયન ઘડયાં :

### : ૧ :

હતાં નયન બધ અંધ, નહિ તેજઅંધારની
કશી ખબર યે હતી. સુભગ ને કુરા રંગનો
તફાવત હતો નહીં. સકલ દ્વાર ભીડયાં ભીંસી
પ્રમાદમય જીવને ફકત હું હતો જીવતો.

પ્રિયાનયનકીકીમાં જગત આખું સંકેલીને
પ્રિયા પ્રમદચક્ષુમાં જગ સમસ્ત ઝંકોળીને
સદાય દિલ–લ્હેજતે રમત મોજ આનંદમાં
ભીંઝવી ઉર, મસ્ત આપમનમાં બની હ્રેરતો.
કદી નહિ ધરાપટે નયન ફેરવી હીંડતો.

હતી ફિકર ના રજે. જીવનમા હશે ઊણું કૈં
ન કલ્પ્યું કદિયે હતું. જરૂર ના હતી કલ્પવા
હતું જીવન આખું સંકુલ સુંવાળું સોણાસમું
વિશાળ જગજંત્રણે અશ્રરની ન્હતી કૈં ખબર.

## : ૨ :

તહીં-નયન ઊઘડ્યાં: જનની-ગોદ-દોલે ઝુલ્યાં
સુકોળ કર, ગૌર ગ્રીવ, રસના મીઠી મોહના.
કુંળા જીવનની સુવાસ પમરી ગૃહે-પ્રાંગણે.
કુંળા નયનની મિઠાશ પમરી અમારે દિલે.
કુંળું જીવન એ બન્યું અમ વહાલનું કેન્દ્ર જે.

અમે વરવહુ મટી જનની-તાતના આસને
ચઢ્યાં ગરવભેર ધન્યચિત પૂર્ણ વાત્સલ્યથી.
કલા લલિત-ચિત્ર કાવ્ય-રસ રમ્ય સંગીત ને
નવા જીવનના કુંળા સુઘડ સૌમ્ય સંસ્કારમાં
અપાર મમતા ધરી તનયને ઉછેર્યો અમે.

ટુંકા જીવનનું ટુંક ઝરણું આપગેજે પછી
સુવિસ્તૃત થયું અને થયું કુડળ વસુધા સમું.
થઇ પમરતી સુવાસ ગૃહથી બહિ વિશ્વમાં.
ખીલેલ પનરાત્રિમાં પ્રકટ થૈ પ્રભા ઇન્દુની.

:૩:

ખરે નયન ઊઘડયાં, પરમ ભાગ્ય મારાં ખુલ્યાં.
કહો કહીં જઈ કહું જીવનનો મહાનંદ એ ?
કુટુંબ વસુધા બન્યું—જગત આખું હાસ્યે ભર્યું;
ચહ્યું સુખ તમામનું, જીવ અજીવનું સર્વનું.
તટસ્થ ભરી ભાવ સ્વાર્થભર વિશ્વઝંઝાટમાં
મથ્યો સતત જીવવા જીવન શુધ્ધ સંસ્કારનું !

બધા કૃપણ પક્ષથી પર રહી વરમ પામવા
ઉદાર દિલસરીમાં જીવનને વણી હું રહ્યો.
બધે જ જન આપણાં, પરમ વિશ્વબંધુત્વના
કણોજ પથરાયલા, અવર ભેદ જાણ્યો નહીં.

વદ્યો : ' જગતમાં ઘણુંક ઘણું મિષ્ટ માધુર્ય છે.
રહ્યા ! કુદરતે ભર્યો વિપુલ ઓઘ સૌંદર્યનો ;
ગ્રહી કલમ ને અમૂર્ત જગને કર્યું મૂર્ત મેં.

થઇ પરમ તૃપ્તિ કે—સતતણું થયું દર્શન !

: ૪ :

અરે ! ચખ ન ઊઘડયાં ; સત દીઠું હજી કયાં દગે !
ન કાવ્ય, નહિ ચિત્ર કે ન ફિલસૂફીમાં યે થયું
રહસ્ય જગ-જીવનું પ્રગટ આ દગોને હજી !
હશે સત છુપ્યું ઉરે ધબકતું ધરાગર્ભમાં !

રહ્યો મુરખ હું હજીલગ સદાય ઉદ્‌ભ્રાન્તિમાં;
રહ્યો મલપતો સદા મુજ 'વિશુધ્ધ સંસ્કાર'માં.
હયું ધબકતું હશે વ્યથિતનું કદી કયાંક યે
ન કલ્પ્યું કદિયે. પણે જગતને ખુણે ઓસરે
કરી નજર મેં નહી વ્યથિતસૃષ્ટિને પેખવા.

અને રિબાયેલ હું દૃઢપ્રતિજ્ઞ થૈને વદ્યો :
'બની અભય જીવને જખમ જોખમો ખેડતો
ખુમીરા ધગશીતણે પરમ મત્ત સંશોધનો.
ભલે ધનિકને ગૃહે જનમ આ થયો ; છો થયો ;

—જીવી પણ શકું હું. જો અભનિોતણા માધમાં"

: ૫ :

ન ચક્ષુ ઉઘડ્યાં અરે! જીવનની કસોટી હજી
નહીં થઇ પુરી; કચાશ મનની, અરે કાયની!
હજી શિથિલતા મનોમનગ્રહી, અને જીવને
હજી લપલપાટ, સુક્ષ્મ રસ કૈંક છૂપેલ છે!

ગરીબ જનને ભલે વસન અન્ન કે દોકડા
દઉં નિત; સ્થળે સ્થળે રચવું જ્ઞાન-ઋણગણાલયો.
ભલે ગરીબને ઘરે જઇ કદીક આરોગું, કે
નિવાસ કરું રાત કોક. પણ, જીવ! એથી કશું?
ભર્યાં મુજ કને જહીંલગ ટગો, મહેલો ઊંચા,
કથા ધરમની—કહો જગતની ન એ મશ્કરી?

બધું જ તજવું હવે—સુખ, સુખાર્થનાં સાધનો.
રહું ગરીબ સંગમાં ફકિર થૈ તજી દઇ ફિકર.
સહુય દુઃખપાથપે વ્યથિત વિશ્વસંગાથમાં.

મને ગરીબને ગૃહે જનમવા થઇ એષણા.

: ६ :

હજી ન કયમ ઊઘડ્યાં નયન ! સત્ય લાધ્યું નહિ !
અરે ! ધન ત્યજ્યું, ત્યજ્યું ઘર, કુટુંબ સઘું ત્યજ્યું!
સુખી વિભવ પાછળો નહિ રમ્યો કદીયે રજ.
છતાંય કકળાટ ના ઉરમહીં શમ્યો—રે વધ્યો !

ભરું ડગલું જેમ જેમ દલિતો ગરીબો પ્રતિ
મને નવનવું જડ સત, ખરે મુંઝાઇ મરું.
ઉચાટભર બાપના સરળ માદરા પ્રાણને
સુઝે નવ દિશા, રડે વિગત જંપ, રે તરફડે.
બધું જ કર્યું કારવ્યું અફળ ! ગાર્ગ આખો ગયા !
ગરીબ જનતા હિતે જીવન કીધું જે અર્પણ
ઉદાત્ત-શુભભાવનામય કરેલ સંકલ્પ યે !
ખરે, અફળ થાય શું કરમ કોદિ કલ્યાણકૃત !

અને વિવશ ચિત્ત બાપનું નિરાશામય પૈ પુછેઃ
'શુભાશુભ હશે ગયા જગતોરી કર્મણ્યતા ! *

* જગતની શુભાશુભ કર્મદ્વતા શું રૂપ હશે

: ૭ :

અને હૃદય મ્હાવરે મથન માંડ્યું મ્હેરામણે
અનેક વરસો લગી; ધમપછાડ ખારાં જલે
ઊંડે ફરી ફરી કરી બહુય. જીવ ! ક્યારે હવે
થશે સફળ સૌ, અને સુભગ ધન્યતા લાધશે ?:

સુવર્ણમય પાત્રથી અનૃત સત્યને ઢાંકતું ?

શકે પણ છુપી કરી જીવનની દીવાદાંડી જે
ક્ષણેક્ષણ ઉજાળતી પથ ભુલેલ સંસારીનો ?

નહીં. ભ્રમિત માહરા નયન આસમાની જલે
ડુબેલ, નહિ વસ્તુની ગ્રહણ વાસ્તવિકતા કરે.
જુવે ફકત રંગ એ. ધવલ કૃષ્ણ કે રાતુડો
શકે ન પરખી, નહીં તિમિર તેજનું પારખું !
વૃથા ભટકતા રહ્યા ભ્રમિત કલ્પના ભોમમાં.

બધે જીવન આવરી સત રહ્યું અહીં વિસ્તરી.
પરંતુ, અહ ! પેખવું ભ્રમિત ચક્ષુનું નિષ્ફલ

: ૮ :

અરે ' નયન ઊઘડ્યાં સુભગ ને કુદરત રંગની,
અને તિમિર–તેજની પરખ આંખ પેખે હવે
ઉજાસ પસર્યો–સુવાયમ સુસ્વપ્ન ઊડી ગયું,
–ગઈ જીવનની ગુલાબી મનમુગ્ધતા, મૂઢતા
ખિસ્યું જગત આખું આજ લગ ઉગ્ર અપડાટમાં.

–સશક્ત સમર્થો સદા કચડતા રહ્યા દીનને,
અને દલિત દીનની ગરદને ચઢી પગુઓ
મહાગિરુદ–સ્વસ્તુતિતણી ઉઠાંગ બાંગો ફૂંકે
–નિહાળ્યું નિત, તોય ના પરખ્યું'તું મદા સત્ય એ !

અહીં ધન ધન અને ધનવિકાસના સાધનો
લઈ નિજ કરે ધનાઢ્ય ગરજુ ભૂખ્યાં જીવને
ચુસે સતત. રે ! ગરે જગતના મૂલાધારો
હતા ન પરખ્યા, ખરે, વિવિધ વર્ગ રોપાયાં
સમાજમહિ વ્યાપ્ત ભિન્નભિન્ન નિત્ય સંઘર્ષ એ.

: ९ :

ન્હતાં નયન ઊઘડયાં, સમજ ધર્મણીની ન્હતી ;
ન્હતી પરખ દૃષ્ટિ, કેવલ વિશુધ્ધ સંકલ્પથી
અને મહદ ત્યાગથી, હૃદયની દયા માત્રથી
હતી શમવવા ચહી જગતની બધી જંત્રણા.

હતો શુભ પ્રયત્ન એ વિશદ, કિન્તુ વૈયક્તિક;
અને નિરખવું બધું વગર રંગનું કોગટ.

ન સત્ય, પરખે ન જે વિશદ વસ્તુનું વાસ્તવ. *

સપ્ટેમ્બર ૧૯૩૯



* જે સત્ય વસ્તુના યથાર્થ વાસ્તવનો એકરાર કરતું નથી તે સત્ય જ નથી.

## : રશિયા :

પોઢી'તી સૃષ્ટિ જ્યારે સભર નિંદરમાં છાતી સાથે બઝાડી
મોટા મોટા પહાડો, સરવર નદ ને જંગલો ગાઢ ઝાડી
ભોળાં નાનાં પશુઓ, અણુ અણુ સરખાં જીવ ને જંતુ સર્વે
ત્યારે કોણે જગાડી શિશુરત જનની આંખડી આમ ગર્વે !
ના યે રહેજે ન કંપે સ્મિતભર નયને આવકારે અનન્ય
માટી ગોદે ઝુલાવે અધિક જતનથી બોલતી : 'ધન્ય ધન્ય !
જન્મ્યો મારે ઉછંગે, મુજ હૃદયતણી વાંછનાઓ પૂરવા :
સૈકાંઓની ભૂખીના, વિકલ નયનના સર્વ તું પૂર લ્હાવા.'

ને એ નાના મનુષ્યે વન વન ભટકી ક્રૂર ને હિંસ્ર માગી.
સામે દ્વંદ્વે ઝઝીને, કુદરતરિપુની સાથ ભારે પડીને
કારી સંગ્રામમાંથી નિજ જીવતરને જેમ તેમ ટકાવ્યું.
—કે કૈં હજ્જાર વર્ષો જીવન ટકવવામાં જ ગાળ્યાં–ગમાવ્યાં !!

કિન્તુ એનાથી ત્રાસી મગજથી ઉકેલ્યું એક શુભ પ્રભાતે
એનાં એ માનવીએ રિપુદળ દળીને—પાયગો કાળગીર
તોડી, ફોડી કરાડો, ગિરિકુહર અને ઉચ્ચ ઉત્તુંગ શૃંગ,
ઝુમ્ખા ઝુમ્મા રૂપેરી ભરભર જગના પીપના પીપ લ્હાવ્યા
પૃથ્વીનું પેટ તોડી દમદમ ભરીને માનવના ભંડાર કાઢવા.

હાથે હાથે હથોડે કરવતથકી સૌ ટીપતાં, કાપતાં ત્યાં
'જંગી' યંત્રો જમાવ્યાં, અરધ ક્ષણમહીં વર્ષનાં દીધ ભાથાં;
વિદ્યુત વાયુ જળોના, વિવિધ પ્રકૃતિના નાથ મુખ્યાં ય નાથ્યા;
વર્ષા ઠંડી ઉનાળો ત્રિવિધ ઋતુ તણા ભેદ સર્વે ઉથાપ્યા.

આશ્ચર્યે મુગ્ધ સૃષ્ટિ પુલકિત વદને, દુઃખ દારિદ્ર્યત્રાતા
આવ્યો માની હુલાસે, દિશ દશ ગજવે ભવ્ય આનંદ ગાથા–
'દુઃખીનો દેવ આવ્યો! અબુધ ગરજુનો 'પ્રાણ' 'માલેક' આવ્યો!
–યંત્રે યંત્રે હજારો ક્ષુધિત જનતણો ભવ્ય મેળો જમાવ્યો.'

ખરે ખરે ખુણે યે પળ પળ બઢતાં દુઃખ દુર્ભિક્ષ રોગ!
મ્હોલાતો ધાન્ય વસ્ત્રો સભરભર છતાં નિત્ય આક્રંદ શોક!
ભૂખ્યાં નાગાં શરીરે અવિરત ઉભીને રાત દા'ડા મજૂરી
કીધી તો યે ન ખાવા! ધરમ પ્રભુ અને આતમા વેચતાં યે
મૂઠી ખાવા ન દે'વા! નિત નિત સડવાં મોત માથે! સદાયે
'દુઃખીના દેવ' કેરી ચરણ રજમહીં પેટ સાટે ગુલામી.

ત્રાસી ઊઠી કૃપાળુ સહૃદય જનની આંખડી આંસુવાળી
પોતાના લાડકાનું–પ્રિયતમ શિશુનું–ધૂર્ત ધિંગાણું ભાળી;
સૌનાં કલ્યાણ અર્થે અવિરત મથતી માદી ઝંખે કિનારો
ઝંઝાવાતો વટાવી દુરિત કળણથી કે'ક ઉધ્ધારનારો.

ને ત્યાં કોણે ઉછાળી બદનપર ટળી કેશવાળી સુંવાળી?
કોણે અંગારવંતી, જગતપલટતી દૃષ્ટિ ફેંકી પ્રતાપી?
જોયું ન્હોતું જગે જે, અનુભવ ઇતિહાસે લખ્યું ના હજુયે,
ઊગ્યું ન્હોતું કદી યે વિકસિત હૃદયે આર્ષદૃષ્ટા કવિને
એવું કોણે ઉચાર્યું અભિનવ સ્વરૂપે સત્ય ઉદ્દામ ક્રાંત!

'જેવાં જેવાં જમાને વિવિધ વિકસતાં સાધનો અર્થ કેરાં
તેવાં તેવાં ઘડાતાં મનુજધરમ ને સંસ્કૃતિ નીતિ સૂત્રો:
જેવાં જેવાં બળોનો-બહિર પ્રકૃતિનો-થાય આઘાત, સામે
પ્રત્યાઘાતે ય તેવી રીત; ન કંઇ બને અંતરેચ્છાથી માત્ર.
સૃષ્ટિના આદિથી જે ધરતિ-ધન-ધણી સ્વરૂપ સ્વાર્થાંધ સૌયે
ઉત્પત્તિ-સાધનોને નિજવશ લઇને, માનવી માનવીના
સંબંધો ગૂંગળાવ્યા; ભસમ કરી જશે સંસ્કૃતિને હવે સૌ.'

ને એ સૂત્રો સજી લૈ * પરજ-વરગના ભેદ સર્વે ઉથાપી
વ્યક્તિ-વ્યક્તિતણી મિલ્કત, નિજ-પરની માલિકીને હરામી
ન્યાયી ટુકડા બધાના, સુખહિત સરખાં, શુદ્ધ સ્વાતંત્ર્ય સ્થાપી
જૂના જૂના ચીલેથી જગત જતું હતું ત્યાંથી એકે સપાટે
ટીપી ભારે હથોડે, નવલ જગતનાં રૂપ ને ઘાટ દૈને
રૂસે આ વિશ્વને બસ્ અમર કરી દીધું સર્જને ભવ્ય નવ્યે!

રૂસે! રહો પ્રતાપી, ભાગીરથ જતને, ક્રાંતિકારી હથોડી
ઝંઝાવાતો ઉપાડી, સમય સમયના વજ્ર-પાશો ય કાપી

૧૫-૧૦-૩૪

☆

* [illegible]

# : રોમાન્સ :

પૃથ્વીને પાટલે જન્મ્યો 'પ્રકૃતિતનુ' માનવી
સ્વયંભૂ મુકત આત્મા શો નિગંતે વિહરે, રમે
પહાડોની કતારોમાં, જંગલે ઝાડીએ અને
હિંસાળાં પ્રાણીઓ ભેળો; નદી નાળે સમંદરે
નાનકી હોડલી લેઇ ટે'લવા નીસરી પડે
દુઝાની તારલી રાતે.
                    અહો ! રોમાન્સથી ભરી
જિંદગીની મજા લૂંટી 'પ્રકૃતિમય' માનવે.

ઊછર્યો પૃથ્વીની પાટે 'સંસ્કૃતિતનુ' માનવી
દીવા—ઇલેક્ટ્રિક-ટ્રેન રેડિયો ફોન રેલવે,
તાર મોટર સીનેમા એરોપ્લેઇન સ્ટીમર—
અસંખ્ય સાધનો સંગે પ્રકૃતિને ભૂલી જઇ,
ઉપેક્ષી ચેતના શકિત પૂજે આત્માહિણું જગ!
અહો ! જયાં આતમા રૂંધ્યો થયું જીવન યાંત્રિક !
જિંદગીની મજા કયાં ? રે, રેખા રોમાન્સની કહીં ?

એ મીઠડી સૌ કવિ–કલ્પનાને
ભૂંસી જવાનું ઇતિહાસને શિરે
ને કાવ્યની ભ્રામક ભાવનાને
છે ભાંગવાનું ય રહ્યું જ એણે.

૧ પહેલી બે કડિકામા કવિઓની પ્રચલિત માન્યતા રજુ કરી છે 'પ્રકૃતિતનુ'= પ્રાગૈતિહાસિક કાળનો કેવળ કુદરતમય જીવન જીવતો આદિ માનવી. 'સંસ્કૃતિતનુ'= ઔદ્યોગિક ક્રાંતિ પછીની સંસ્કૃતિમા ઉછરતો માનવી.

પૃથ્વીને પાટલે- જન્મ્યો 'પ્રકૃતિતનુ' માનવી
પેટનો પૂરવા ખાડો રાતદિ' રખડ્યો હતો.
હિંસ્રપ્રાણી થકી બીતો જિંદગી રક્ષવા સટે
પથ્થરે લાકડે લોહે શસ્ત્રોનો કાઢ્યો સહુ
ગુફા ને કોતરોમાંહી સંતાતો નાસતો હતો:
અજંપી જિંદગાનીમાં પ્રત્યેક ક્ષણ જીવતો.
અને એ પેટને માટે નાવડી નાનુકી લઈ
મહાસાગરને ખોળે માછલાં કાચલાંસટે
જતો ઝંઝાભરી રાતે જીંદગી હોડમાં મૂકી.
અહો! રોમાન્સની આછી પાતળી કલ્પના કહીં!

એ કાવ્યની ભ્રામક ભાવનાને
છે ભાંગવાનું ઇતિહાસને શિરે
એ મીઠડી સૌ કવિ–કલ્પનાને
ભૂંસી જવાનું ત્યમ ભેદને શિરે.

ઊછર્યો પૃથ્વીની પાટે 'સંસ્કૃતિતનુ' માનવી
ગાડું ઘોડું અને ઊંટ ઊંટી કુંભાર વાહનો
મોટરે સ્ટીમરે એરોપ્લેને ઊડે મરુત્ સમો.
ઊંચે પહાડે ચઢી ઊંચા દોરડાં તારનાં મહીં
વાકુની મુક્તધારાને નાથી ભરી પ્રમાણમાં:

[illegible]

અને સ્વૈરતણી હેલી આકાશે ફરતી રૂંધી '
થાંભલે થાંભલે લોઢે પરોવી પ્રાણથી ભારે.
પ્રગાઢા તેજના પુંજો આભથી આચકી લઈ,
નાના અંધારિયા ખૂણે ચાંપને ચાપડે જડે!
પ્હાડોને વીંધતી, ઘેરાં જંગલોને વટાવતી
દોડતી રેલવે જાણે પૃથિવીના ગુમાનને
હસતી માપતી લાંબા અંતરાયો ટૂંકા કરે.
ઊંચા તોતિંગ મીનારા અંધારાને ઉલેચતા
ડોકતા ગર્વિલા ઊભા સૃષ્ટિને તેજ નીરતા
માઝાહીણા મહાબ્ધિના ઉદ્‌ઘોષોને ઉવેખતા.

અગ્રાહ્યને ગ્રાહ્ય બનાવી માનવી
અદૃશ્યને દૃશ્ય બનાવતો જતો
આશ્રાવ્ય યે તત્ત્વ હવે સુશ્રાવ્ય
બની રહ્યાં માનવચિત્તપડદે.

હજારો જોજનોકેરાં અંતરોને ઉવેખીને
હજારો વર્ષના જામ્યા અંતરાયો ઉખેડીને
મહાબ્રહ્માંડની માયાસમા સૂરજ ચંદ્રમા.
પ્રકૃતિની મહા લીલા—વાયુ વિદ્યુત્ અને જલ
પ્રત્યેકી અણુની શક્તિ ગતિ જાણે હથેલીમાં
રમાડી, માનવી વિશ્વ પિંડ વિજ્ઞાન–ચાકડે
ચઢાવી, જુની માટીથી નવો આકાર સર્જતો!
અહો! રોમાન્સ સર્વત્ર અહીં શો સભરે ભર્યો!!
પ્રકૃતિપાશમાં પોઢ્યો માનવી મુક્તિને તટે
હજારો વર્ષને અંતે પ્હોંચ્યો આજે, ન ધન્ય એ?

શું પ્રકૃતિગૂઢ લીલામહીં જ
રોમાન્સની રમ્ય કથા વિલોકવી?
ન માનવી જાગ્રતના જયોમાં
રોમાન્સની ભવ્ય કથા ઉકેલવી?

માર્ચ ૧૯૪૦



* ઓ લાડિલા લાલ પ્રજાપ્રજાના!
લડે તું તો તારી નિજ ધરાપે
આઝાદી આખી ધરતીતણી સટે.
અમે અમારાં નિજનાં ગૃહોમાં
નિર્વાસિતો બંદી સમાં પડેલાં!

ઓ સૃષ્ટિના જીવનના વિધાતા!
લડે અથંભ્યો અણુજંપ રાત દિ
ગલી ગલી ખેતર ખેતરે ઘરે
તસુ તસુ એકક શ્વાસ શ્વાસે
હઠાવતો, દુસ્મનને પછાડતો
માતંગને આખરનો સુવાડતો
અમારી એની વચ્ચે ઉભો તું
દિવાલ અણતૂટ ખડી કરી દઇ!

અહીં અમારી ગભરૂ પ્રજાને
ગુલામીની દાઝભરી પ્રજાને
અનૈકયને પાશ પડી પ્રજાને
ચે નવો આતશ તુ જલાવતો.

* ઓ અનેક પ્રજાઓના (સોવિયેતમાં સેંકડો જુદી જુદી સવક વિદ્યમાન છે પ્રજાએ છે તે તમામ પ્રજાઓના અથવા તો, આખા જગતની પ્રજાઓના) લાડીલા લાલ! લાડીલા કુંવર! તું તારી પોતાની ધરતીની આઝાદી માટે લડે છે, પરંતુ તેમ કરીને તું જગતની માનવતા અને સંસ્કારિતાના જઘન્ય દુશ્મન નાઝીઓથી જાત બચાવે ઉગારી રહ્યો છે

સ્તાલિનગ્રાડના અમર જંગનું રહસ્ય સ્તાલિનગ્રાડને વીંધી કોકેસસ થઈ ઈરાન દ્વારા હિંદની ધરતી પર આવવાની હિટલરી યોજના સાથે સાથે જાપાનની બ્રહ્મદેશ થઇ હિંદ પર તૂટી પડવાની યોજના સ્તાલિનગ્રાડની ધરતી પર હિટલરી ફોજની કમ્મર ભાંગી નાખી લાલ સેનાએ આ બંને યોજનાઓને ધૂળ ભેગી કરી. પરિણામે ચીન, રશિયા તથા સમસ્ત જગતની માનવતાને ભીંસવાના ફાસિસ્ટવાદીઓના સપના કેવળ સપના જ રહી ગયા!

અને પછી રાક્ષસ બેડી નીચે
કચડાયલો પ્રાણ યુરોપ સર્વનો
ધીમે ધીમે લોચનિયાં ઉઘાડતો
તણખો છૂપો આગ રૂપે ભભૂકવા
તારી હુંફે પ્રાણભરી છતો થતો!

ઓ મિત્ર! ઓ જાગ્રત સિંધ સર્જક!
કલ્યાણકારી શિવરુદ્ર રમ્ય!
ગુલામી ઘેરી ધરતી ઉપરના
સૈનિકનો પ્રાણ ઝુરે છ તારી
મહોબ્બત તણો જામ ભરી ભરી પીવા
તારી મીઠી યાદ મહીં ડૂબી જવા.

ઓ વીર! સંરક્ષક મિત્ર સૃષ્ટિના!
અનન્ય અદ્ભુત મહાનુભાવિતા–
મહીં થા એકાદ કણીય આપી જ
કે–તારી પૂંઠે ય આગે ન જાગે
આ વ્યર્થ વંધ્યા સમ જિંદગીને
અમારી પોતાની ગઇ સ્વતંત્રતા
ને સૃષ્ટિની ભવ્ય સુનમ્ય મુક્તતા–
મહીં મિટાવી દઇ સાર્થ થશે.

રે દોસ્ત! તારે ન ફિકર કશી છે
મહાન લેનીન તણો સહોદર
સ્ટાલિન તારી પડખે ઉભો છે.
મારેય રે, મિત્ર, ફિકર કશી ના,
તારે ખભે ખભ ભીડી ઉભો હું.

૧૯૪૨

## : વિરાટ પગલાં :

ઉઘાડ નયનો ભલા ! કર પસાર લેલે બધું;
હતું બધુંજ માહરું, ફરી કહે–'બધું માહરું.'
સજાગ મજદૂરને ન મગદૂર કો રોકતું.

ઉઘાડ દગ રે ઉઠાવ ઘણ ક્રાંતિ કલ્યાણનો
ઉથામ ગિરિગંજ ભીષણ મહાન અન્યાયનો;
ન તું વિહિન અન્ય કો સબળ, એમ શ્રધ્ધાશયો.

સમસ્ત શ્રમજીવીઓ ! જગતનાં બળો સૌ મળો
વિરાટ પગલાંમહીં ધરતી સર્વ આવર્તી લો.

નહીં કંઇ ગુમાવવું—ફક્ત શૃંખલા બેડીઓ;
અને જગત આખુંયે સભર પામવું, બહાદરો !

૧૯૩૫



You have nothing to lose but your chains and to win the whole world—કમ્યુનિસ્ટ મેનિફેસ્ટો.

## : સાધના :

આકાશની મેઘલ નીલિમા મહીં
રંગો છુપ્યા સપ્ત મહેન્દ્રચાપના.
અંધારની કાજલ કાલિમા વિષે
પ્રકાશનાં પલ્લવ દેહ પામતાં.
નિશ્ચેતન સૃષ્ટિ મહીં સચેતના
ધીમે ધીમે લોચનિયા ઉઘાડતી;
શૂન્યત્વની નીરવતા મહીંથી
સંગીતની સૌમ્ય વીણા વદંતી
પરમાણુથી સૂક્ષ્મ, અતીવ સૂક્ષ્મ
કણો થકી વિશ્વ વિરાટ જન્મ્યું!!

વિરાટની એક રહસ્ય લીલા
ઉકેલવા માનવતા મથી રહી
અનાદિથી કાળકિનાર ઊભી.
ને જ્ઞાનના એક અખંડ શોધને
પોતે જ પથરાય જતી પળે પળે.

[વેદની ઋચા વાણી]

અજ પ્યાં દેવાયાં પ્રથમ પ્રગટી ઊર્મિલ ઉષા
કલાની વીણામાં પ્રથમ રવ પ્રકાશિત થયો:
'પ્રભો તું નેતિ છે, અનિર્વચનીય પ્રભુ તું છે
વિરાટ સ્વામી તું, અકળ ગતિ બધે અનુપ હો!
અનંતસૃષ્ટિમાં અણુ અણુ સમાં માનવ બની.'

ને આસરે નેત્રની મીટ માંડી
બે હાથ જોડી કરી વદના ઉભા
માગ યની સામ ઋચા ઉચ્ચારતા ઋષિ
બ્રહ્માંડની કાંતિ કુવા નિહાળતા
પ્રશસ્તિની પંક્તિ ગઇ ગવાઇ,
હૈયા અને નેત્ર પ્રફુલ્લતા જતા
રેખા મુખે મુગ્ધ ગઇ છવાઇ

વિશ્વની ગૂઢ ઉત્ક્રાન્તિ ઉકેલી ઊકલી નહિ
હૈયાની મુગ્ધતા ભેળી કલાવાણી શમી ગઇ

[ઉપનિષદોની કલા રેખા]
ને એ મુગ્ધોર્મિઓને વિધવિધ સ્વરૂપે વ્યક્ત કીધી અનેક
ગાઇ હૈયા ભરીને જુગજુગ લગ એ એક અજ્ઞેયતાને
તાદાત્મ્યે લીન થૈને સત અગમ છે સ્થૂળ આંખે ગ્રહે એ
ઢંકાયેલું હિરણ્યે'—પ્રકટ થઇ કલા, કાવ્યની માત્ર રેખા

અને બુદ્ધે દીઠા બધા ત્રસ્ત માનવતા દીઠી
—સત્તાના કર્મના, રૂઢી કેરા દામણું દામણે
વીંટેલી સૃષ્ટિમાં રોગો, દુર્ભિક્ષો, મૃત્યુ-ત્રાસથી
બચવવા મારી સૃષ્ટિને સુખી સંસારિતા ત્યજી
વર્ષોની સાધના અંતે સંબોધી જ્ઞાન નિર્ઝરી
દુઃખો દશે દુન્યવી વાસનાના
પ્રિય અને પ્રિયઇતર કામનાના
રે આજ પ્રિય, કાલ બને સુનિશ્ચિત
દુઃખોતણું મૂળ, પરંપરાએ
આ વિશ્વ આખું જ અખંડ બંધન!
કરી બધી સમ્યક વૃત્તિઓને
શકે જઇ પાર પ્રબુદ્ધ માનવી
નિર્વાણને પંથ

:૨:

સેંકડો વર્ષ વીત્યાં ને સમૃધ્ધિ સૃષ્ટિની વધી
જ્ઞાન વિજ્ઞાનની-શોધો વધતી બઢતી રહી.
યંત્ર-સંસ્કૃતિની સાથે પૃથ્વીની નીંદરા તૂટી
અને તોયે બધાંએ યે કળી માનવની રૂંધી.

ને, માનવી સંસ્કૃતિ જાય થંભી
ચેતાવતા વિશ્વપ્રભાત-પ્રહરી
યુગે યુગે જાગી વદે છટાથી:
'પાછા વળો બંધુ! ચલો નિસર્ગે
અનાદિના સાશ્વત ભવ્ય સ્વર્ગે;
વિનાશને પંથ સમસ્ત સંસ્કૃતિ.
યન્ત્રોતણી ભીષણ ને ભયંકરી
ઝંઝીરમાં માનવતા ડૂબી રહી
સહસ્ર હૈયે શતધાર વેદના
ઉંડે ઉંડે માનવને ભીંસી રહી.
રે માનવી જાગ્રત યંત્ર-સ્વામી
મટી થયો ક્ષુલ્લક ક્ષુદ્ર બંદી;
નિષ્પ્રાણની નિર્દય સર્પચૂડા-
વિષે ગ્રન્થ્યો ચેતનનાથ કેદી!'

'પાછા વળો બંધુ! ચલો નિસર્ગે—'
વહ્યો રુદો એમ પ્રતપ્ત હૈયે
નૈરાસ્યની પ્રાણ વિહીન ફિલ્સુફી.
ને ક્રાંતિની ચંડ ગતિ મહીં સૌ
શમી ગયું. શુભ્ર સુવર્ણસ્વર્ગ-
તણી ઠરી જુઠડી કલ્પના યે.
આજે બઢ્યું વિશ્વ ભુલ્યું હતુ રે
નિસર્ગના બાળકની કહાણી.

ફરી એ કલ્પના-કુંજે જવું ના કોઈને રુચ્યું
વિજ્ઞાનવંત સંસારે આગે આગે જવું રુચ્યું:

[ ૧૯ મી સદીના અંતના વિજ્ઞાનીઓ ]

'જવું નિસર્ગે' ભ્રમ એ રુસોનો
નિસર્ગ તો કેવળ શક્તિનો ઝરો;
નિસર્ગને આપણે નાથવી રહી.
નિસર્ગ ને માનવ યોગ અદ્ભુત
સ્વાતંત્ર્યનો એકજ એજ સ્થંભ.
વિજ્ઞાનની ઊણપ પૂરવાની
વિશેષ વિજ્ઞાન વિના ન શક્ય
અહો, હજી પ્રકૃતિ માત અંગે
અનન્ત શક્તિ; ગ્રહી પામવી; ને
દિપાવવી માનવતા ઉગારવી.'

ઉગારવા માનવતા મથી રહ્યા
વિજ્ઞાનીઓ; કિંતુ બને છે દિન
-વધી વધી યંત્ર, વધી છે યંત્રણા
વધી રહી માનવતાની યાતના.

: ૩ :

રે સંસ્કૃતિ જાય રખે વિરામી
ચિંતા કરંતા સંતો મહંતો
ચેતાવતા વિશ્વ બધું પુનઃ પુનઃ
તોલ્સ્તોય ને ગાંધી સમા નવા યુગે–
'ઉઠો ઉઠો, સંસ્કૃતિ વાસનાની
છુટી નિરંકુશ પ્રગલ્ભતામાં
ફૂલી, જુઓ—શેષ વિનાશ કાંઠ !'

અને ફરી યુદ્ધ રમાડાવતા જતા
વળી મહા ખ્રિસ્તતણી સ્મૃતિ છતી
કરી, ફરી યાદ સૌની આપતા
દરિદ્ર નારાયણ મૂર્તિમંત શા–
'અનિષ્ટ છે યંત્ર અને મનુષ્યના
વિકાર ને સ્વાર્થ ભરેલ પ્રાણો,
ત્યજી બધાં સાધન વાસનાનાં
દુર્વાસનાને દિલથી જ ડામવી.

કલ્પનાને મહાઝોલે ઉંઘે ઊડતા છતાં
મહાવ્યવહાર આત્માઓ સૌવર્ણો માર્ગ ઉચ્ચર્યા–
'ભલે જીવો પૂર્વયુગી પરંપરા
રહે ભલે યંત્ર નવાંય, જૂજવાં;
જવું નિસર્ગે, પણ, શેષ સાધના'

[ ૨૦ મી સદીના નવા વિચારકો ]
જ્ઞાન વિજ્ઞાનના ભોક્તા, પ્રગતિશીલ માનવી
છળી ઊઠ્યા વળી પાછા સુણી મંત્ર નિસર્ગનો–

:૪:



યંત્રો નહી જેમ અનિષ્ટ પડે
વૃત્તિ નહી જન્મતી આપ મેળે
કે વૃત્તિ યે શાશ્વત ના, અને નથી
સ્વભાવ યે શાશ્વતતાનુ ધોરણ
આ વૃત્તિ ને માનવીનો સ્વભાવ
નથી અકસ્માત, નહી સ્વયંભૂ
એ જન્મ પામ્યા, વિકસ્યા, પ્રફુલ્લ્યા
સમાજ-ઉત્કર્ષની પ્રક્રિયામાં.

પ્હેલાં હતો માનવ માનવી ના,
અર્ધો પશુ, અર્ધ મનુષ્ય દેહ,
પછી બન્યો માનવ, દત શસ્ત્રે
કંગાલ શો ઘૂમત નગ્ન વેશે
ભુખારણો જંગલ જંગલોમાં
યુગો પુરાણો પશુ-અર્ધ માનવી
આજે બન્યો સંસ્કૃત
પ્રતિક્ષણે જેમ ઘડાઇ કાયા
પ્રતિક્ષણે ચિત્ત અને સચેતના
પ્રતિ ક્ષણે વૃત્તિ-મનસ્થ વાસના
સ્વરૂપ પામી પલટાતી ચાલી
યુગે યુગે જીવન ધારણાના
માર્ગો અને સાધન-યંત્ર પલટ્યા,
પલટી ગઇ સંસ્કૃતિ માનવીની
ધીમે ધીમે વા લઇ ફાળ મોટી
ઉત્ક્રાંતિ વા ક્રાંતિ મહી કવચિત કવચિત

વર્ગો તણા ભીષણ ઘર્ષણોમાં
સંક્રાંતિના બીજ અવ્યક્ત સુપ્ત
સિંહાસને આરૂઢ વર્ગ જાતે
ઉચ્છેદ-બીજો નિજ વાવતો રહો.
ફ્યુડાલિઝમથી જનગેલ બુર્ઝવા
ખોદી ગયો ઘોર ફ્યુડાલિઝમની
ને સંસ્કૃતિ એક ધનાઢ્ય બુર્ઝવા.
મહીથી જન્મી જ મહાન સેના
કાયા કસી માલિકને જીવાડતી
ભુખી અને નગ્નશરીરી સેના.
તે ઘોર બુર્ઝવાતણી ખોદતી જતી
વર્ગોથકી મુક્ત સમાજ સ્થાપના-
તણા કણો વેરી રહી જ વિશ્વમા

ભઠ્ઠી મહી આગ રહી ભભૂકી
ધરાતલે સુપ્ત ઉઠયો જ લાવા
ઉત્ક્રાંતિના રંધ્ર બધા રૂંધાયા
ક્રાંતિતણુ દ્વાર રહ્યુ ઉઘાડુ

એ ક્રાંતિને પારખવાની દૃષ્ટિ
માર્કસેં દીધી માનવતા સુ ઝેલીને
ને લેનિને રૂસ વિષે પસારી
જન્માવી વિશ્વે નવ ભવ્ય સંસ્કૃતિ.

[નવી માનવતા ની સાધના]

૧ ત્યાં—માનવી માનવ શોષણેથી
વિમુક્ત થઇ, પ્રકૃતિશક્તિ નાથવા
રહ્યો ઝુઝી; શ્રુત્વક ક્ષુદ્ર બંદી
મટી બન્યો પ્રકૃતિનાથ નંદી

૨ ને એ દગો ક્રાંત વડે ઉકેલતો
વિરાટની ગૂઢ રહસ્ય લીલા
દોરી જશે સાધક બ્રહ્માત્મન
સમાજને, સંસ્કૃતિનો રથી બની.

દા । ૧૯૩૪
પૂ । ૧૯૩૬



૧ નૂતન [illegible]
૨ એ [illegible]